# હિન્દુસ્તાની સમાજ કી જલ્દ ખબર લીજિયે



## મૌલાના અલીમિયાં (રહ.)

પયામે ઇન્સાનિયત ફોરમ
પોસ્ટબોકસ નં. ૯૩, લખનઉ

# બે શબ્દ

ભારત દેશ એક મહાન દેશ છે. તેની ભૂમિમાં પ્રાચીન કાળથી પરસ્પર પ્રેમ, સદ્‌ભાવનું ઘણું મહત્ત્વ રહ્યું છે. આ મહાન દેશની બગડતી જતી સ્થિતિને જોતાં અત્યારે માવનતાનાં દેશને નગર-નગર, ગામે ગામ તથા એક એક જણ સુધી પહોંચાડવાની તાતી જરૂર છે.

આ મૌલાનાનું એક ઐતિહાસિક પ્રવચન છે. આપણે દેશવાસીઓ માટે માનવતાની શીખ છે અને આપણને સૌએ એમના વિચારોનો લાભ લેવો જોઈએ.

આ પુસ્તિકા દેશના જુદા જુદા પ્રદેશોમાં ઘણી વંચાઈ અને લોકોએ એમાંથી ખૂબ ફાયદો ઉઠાવ્યો. પયામે ઈન્સાનિયત ફોરમ તરફથી હજારોની સંખ્યામાં પ્રસિધ્ધ કરાવીને વિતરણ કરવામાં આવેલું છે. દેશના જુદા જુદા ભાગોમાંથી મોટી સંખ્યામાં લોકોએ આનું પ્રકાશન કરાવીને લોકમાનસ સુધી પહોંચાડવાનો પ્રયાસ કર્યો છે. જેનાથી ઘણી સફળતા મળી છે. હવે કોમ્પ્યુટર કમ્પોઝીંગ કરાવીને પયામે ઈન્સાનિયત ફોરમ દ્વારા આ પુસ્તક ફરીથી પ્રસિદ્ધ કરવામાં આવી રહ્યું છે. જેનાથી આપણને સૌ ભાઈઓને આનંદ થશે. દેશમાં માવનતાનો ફેલાવો થાય તે માટે પરસ્પર એખલાસ, સહાનુભૂતિ અને દેશના માટે જાગૃતિ પેદા થાય એ જ અમારો ઉદ્દેશ્ય છે. આ લક્ષ્ય સિદ્ધ કરવા માટે અમને આપના સહકારની જરૂર છે. અમને પૂરો વિશ્વાસ છે કે આપના તરફથી આ સહકાર જરૂર મળશે.

# હિન્દુસ્તાની સમાજ કી જલ્દ ખબર લીજીએ

માનવ જીવનની ચડતી પડતી તથા જગતના ઈતિહાસ ઉપર જે લોકો ઉંડી નજર ધરાવે છે તેઓ જાણે છે કે રાષ્ટ્રીય અને રાજકીય જીવનમાં સમાજ હેસિયત કરોડ જેવી હોય છે. શુદ્ધ વ્યવહાર અને રાજકીય સમજ ધરાવતા એક સારા સમાજ વડે જ રાજ્યની સ્થાપના થાય છે. એ જ તેને મજબૂત બનાવે છે, વિકસાવે છે અને તેનું રક્ષણ કરે છે. જ્યારે એ રાજ્યની નસો સુકાવા માંડે છે તથા તેના ઘડપણના ચિહ્નો દેખાવા લાગે છે ત્યારે એ જ એની નસોમાં નવું અને ગરમ લોહી સીંચે છે. સમય આવ્યે તેને જવાબદાર, જોશીલા અને ઉપયોગી માસણો પૂરા પાડે છે. હકીકતમાં એક સભ્ય અને સુવ્યવસ્થિત સમાજ કે જે દ્રઢવિશ્વાસ, ઉંચા સિદ્ધાંતો, સદાચાર, બલિદાન અને ફરજપાલનની ભાવના ધરાવે છે તે સમાજ એક એવું સ્ત્રોત છે કે જેમાંથી આઝાદી અને વિકાસના ઝરણાં ફૂટી નીકળે છે અને સમસ્ત દેશને હરિયાળું બનાવી દે છે. આવી રીતે જે સમાજનું આચરણ નીચે જતું રહે છે અને જેની અંદર સ્વાર્થીપણું, ચમચાગીરી, ખુશામતખોરી, જોરજુલ્મ અને અત્યાચાર, ધનલોલૂપતા અને શક્તિનો ભય પેદા થઈ જાય છે ત્યારે એમ સમજી લેવું જોઈએ કે જીવનનું સ્ત્રોત સુકાઈ ગયું છે અને તે દેશ અને તે કોમના વૃક્ષને લૂણો લાગી ગયો છે. જ્યારે સરકારો - શાસકોને ઉથલાવી પાડવામાં આવે અથવા લશ્કરી તાકાત વધી જાય, દેશના ઉત્પાદનમાં વૃદ્ધિ ન થાય અથવા શિક્ષણ સર્વવ્યાપી ન હોય ત્યારે કોઈ વસ્તુ પણ એ જાતિ (RACE )ને બરબાદ થવાથી અથવા એક દેશને વિનાશ થવાથી બચાવી શકતી નથી. જેમ કે જ્યારે એક વૃક્ષના મૂળિયાં અને શાખાઓ સુકાઈ જાય તથા એ અંદરથી પોલું થઈ જાય તો ઉપરથી પાણી રેડવાથી કામ બનતું નથી.

જગતના ઈતિહાસમાં આના અનેક દાખલા જોવા મળે છે. રોમન સામ્રાજ્યનો જગતમાં ડંકો વાગતો હતો. રોમન જાતિએ જેવા લાયક શાસકો અને અનુભવી લડવૈયા પેદા કર્યા એવા ભાગ્યે જ કોઈ જાતિએ

પેદા કર્યા હશે. પરંતુ જ્યારે તેની અંદર દુરાચાર અને ભોગવિલાસની બદીઓ પેદા થઈ ગઈ અને જુલ્મ, અન્યાય અને ગેરવ્યાજબી પક્ષપાતનું ઝેર ફેલાઈ ગયું ત્યારે તેના ભાગ્યનું ચમકતો સૂરજ આથમી ગયો અને તેને તેના બાહ્ય અને આંતરિક શત્રુઓએ ઝડપી લીધી. હવે એ રોમ કે જગતમાં જેની ધાક વાગતી હતી, તે યુરોપની અસભ્ય જાતિઓના આક્રમણોથી ધ્રુજવા લાગ્યું. રાતની નિંદર અને દિવસનો આરામ ગુમ થઈ ગયા. પછી છઠ્ઠી સદીમાં ઈરાનીઓએ તેના પૂર્વનો પ્રદેશ ઉપર આક્રમણ કરીને તેની આબરૂ ધૂળ ભેગી કરી દીધી. નેવું હજાર માણસોને મારી નાખ્યાં. તેની હેઠળના દેશો ઉપર કબ્જો કરી લીધો અને તેના પાટનગર કોન્સટન્ટીનોપોલને ઘેરી લીધું. ત્યારબાદ થોડા વરસ પછી જ જ્યારે રોમનો મુશ્કેલીઓની સાથે થોડા સ્થિર થયાં ત્યાં તો આરબોની મુઠ્ઠીભર અને નામની સેનાએ ચઢાઈ કરી દીધી. રોમન સમાજ નૈતિક દૃષ્ટિએ એટલું નબળું પડી ગયું હતું કે હરક્યુલિસ જેવા અનુભવી સેનાપતિ અને શૂરવીર શાસક કે જેણે એની ક્ષમતા વડે ઈરાની સેનાને તેના દેશમાંથી બહાર તગેડી મૂકયા હતા તેમજ ઈરાની વિસ્તારોમાં તેનો વિજયપતાકા લહેરાવી દીધી હતી. તે આ પતનગ્રસ્ત રોમન સમાજની પડતીને અટકાવી ન શક્યો અને તેને તેનો દેશ એ આરબોને સોંપી દેવો પડયો કે જેમની અંદર ધર્મનો જોશ, શહીદીની તમન્ના તથા સદાચરણની તાકાત હતી.

આવું જ ઈરાનમાં થયું, કે જ્યાં રાત-દિવસ સુખ વરસ્તું હતું, જેની ધનદોલત અને લશ્કરી તાકાતની કોઈ સીમા ન હતી. પણ વરસોથી બુરાઈઓ અને નૈતિક પતનનો રોગ લાગી ગયેલો હતો જે અંદરથી ઈરાની સમાજને પોકળ બનાવી રહ્યો હતો. પરિણામ એ આવ્યું કે યઝ્દગર્દ જેવો મજબૂત પ્રકૃતિનો રાજા તથા રૂસ્તમ જેવો અનુભવસિદ્ધ સેનાપતિ પણ એ દેશને બચાવી ન શક્યો અને આરબોએ બંને પૂર્વ તેમજ પશ્ચિમના સામ્રાજ્યોને પોતાની હસ્તક કરી લીધા.

બગદાદની અબ્બાસી ખિલાફતની દુનિયામાં ધાક જામેલી હતી. ખ્વાર્જમ શાહનું રાજ્ય એના જમાનામાં જગતનું સૌથી મોટું રાજ્ય હતું પણ મુસલમાનોના સમાજમાં આંતરિક બગાડ અને નૈતિક કમજોરી પેદા

થઈ ગઈ હતી તેથી પરિણામ એ આવ્યું કે તાતારિયોના ઘોડાપૂર કોઈ રીતે અટકાવી ન શકાયા. સેંકડો વરસની સભ્યતા, જ્ઞાન અને સંસ્કૃતિનો ખજાનો એ અસભ્ય અને જંગલી લોકોના હાથે નાશ પામ્યો. એ વખતે જો ઈસ્લામે તેના સદાચરણ દ્વારા તાતારીયોને જીતી લીધા ન હોત તથા એમનું હૃદયપરિવર્તન કર્યું ન હોત તો મુસલમાનોના સમાજની બરબાદીમાં બાકી જ શું રહ્યું હતું ?

દૂર ન જાઓ, ફ્રાંસ અને યુરોપને પહેલા અને બીજા વિશ્વયુદ્ધમાં એમના ભોગ-વિલાસ અને એમની નૈતિક કમજોરીઓના લીધે જ પરાજિત થવું પડ્યું હતું. જો મિત્ર દેશો તેને ટેકો ન આપત તો આ કોમ કે જેણે તેની બુદ્ધિ અને વીરતાની ધાક બેસાડી દીધી હતી તથા નેપોલિયન જેવા શૂરવીર લડવૈયો અને મહાન નેતા પેદા કર્યો હતો તે નાશ પામી હતી. આવી જ રીતે મુસોલીનીની ક્ષમતા તથા નાઝી લોકોની મદદ ઈટાલીના પોકળ સમાજને ઉભું ન કરી શકી.

આપણો હિન્દુસ્તાની સમાજ પુરાતન કાળમાં એની વિદ્યાઓ તથા જ્ઞાન, ફિલસૂફી તથા વેદાન્ત, સાહિત્ય તથા કાવ્યરચનામાં વિખ્યાત હતો. તેની સત્યપ્રિયતા તથા પ્રામાણિકતા, ન્યાય તથા નીતિનો બધા જ સ્વીકાર કરતા હતા. તેના સદાચરણની વાર્તાઓ અને તેના ઉચ્ચ સિદ્ધાંતોના ગીત બધા જ દેશોમાં ગવાતા હતા તેમજ પ્રખ્યાત હતા. પાંચમી સદીમાં ઈરાન જેવા દેશે કે જે એ જમાનામાં વિદ્વાનો અને સભ્યતાનું કેન્દ્ર હતું, તેણે આપણા દેશ ભારતમાં એક મોટા વિદ્વાનને મોકલ્યો કે એ અહીંના આધ્યાત્મિક શિક્ષણનો અને નૈતિક કથાઓનો અનુવાદ કરે. આરબોએ પણ એમના જમાનામાં આ કથાઓનું સ્વાગત કર્યું હતું. આજે પણ એમનો અનુવાદ “કલીલા વ દિમ્ના” નામના પ્રસિદ્ધ પુસ્તકના રૂપમાં મોજુદ છે. ચીનના લોકોએ એમની સર્વસામાન્ય બુદ્ધિમતા અને જ્ઞાન છતાં આ દેશના જ્ઞાન અને ડહાપણના ખજાઓનો સતત લાભ લીધો અને એમના મોટા મોટા ઠરેલ ફિલસૂફો અને ધાર્મિક વિદ્વાનોને મોકલી મોકલીને આ દેશના નિપુણતા અને મહાનતાનો સ્વીકાર કર્યો. આજે પણ તેની પ્રાચીન કથાઓમાં અને ગીતા-રામાયણમાં મુખ્ય સાચી અને ઉંડી વાતો છે.

દશમી સદીમાં આ હિન્દુસ્તાની સમાજ ખૂબ જ પતન પામ્યું હતું. સ્વાર્થી અને અંદરોઅંદરની ફાટફૂટનો સમસ્ત દેશમાં જાળ પથરાળ ગઈ હતી. ઈશ્વર અને આધ્યાત્મિક શક્તિ ઘણી જૂજ પ્રમાણમાં બાકી બચી હતી. ધન અર્થાત્ લક્ષ્મી અને દાનવનું રૂપ ધારણ કરી લીધું હતું. ધર્મ તથા સાહિત્ય, ચિત્રકલા તથા કારીગરી, એટલે સુધી કે પુજાસ્થળો સુદ્ધાંમાં આચરણનું પતન નગ્નરૂપે દેખાતું હતું. સમાજની અંદર ઉંચ-નીચનું દૂષણ અંદર સુધી ઘૂસી ગયું હતું. સવર્ણ તથા દલિત, બ્રાહ્મણ તથા શુદ્ર વચ્ચે મનુષ્ય અને પશુ કરતાં વધારે ભેદભાવ હતો. નૈતિક બળ લુપ્ત થઈ ગયું હતું. આ જ એ સ્થિતિ હતી જેમાં મધ્ય એશિયાથી એક જોશીલી કોમ આવી કે જેની અંદર નૈતિક તાકાતની કમી ન હતી, એ મુસલમાન હતા કે જેમણે આ દેશના સુત્રો પોતાના હસ્તક લઈ લીધાં. તેમણે હિન્દુસ્તાની સમાજનો વિકાસ સાધ્યો અને ડૉ. પટ્ટાભિના શબ્દોમાં "અહીંની સંસ્કૃતિને લાભ પહોંચાડ્યો એવી આ દેશના સામાજિક જીવન તેમજ તેના સાહિત્ય ઉપર ઉંડો પ્રભાવ પાડ્યો." તેમણે એની નસોનસમાં નવું અને તાજું લોહી રેડ્યું માનવસમાનતાની શિક્ષા આપી અને આધ્યાત્મિક તથા અભૌતિક વાતોમાં એક મધ્યમસ્થિતિનું નિર્માણ કર્યું. ઈશ્વરની વિશુદ્ધ એકતા અને અહીંના સાહિત્યમાં સત્ય, પ્રામાણિકતા, નૈતિકતા, શૂરવીરતા, અને ઈશ્વરભક્તિના ઉચ્ચ અને ઉત્તમ આદર્શો સામેલ કર્યા. પરમેશ્વરથી ડરનારા અને પવિત્ર જીવન જીવનારા રાજા, સાચું બોલનારા તથા સારી સલાહ આપનારા પ્રધાનો, મૃત્યુથી ડર્યા વિના મહાન સમ્રાટોને ટોકનારા સાધુસંતો તથા દુન્યવી લાલસાઓથી મુક્ત રહેનારા વિદ્વાનો પેદા કર્યા, જેમના જીવન આ દેશનો એક મૂલ્યવાન ખજાનો છ. બીજા દેશનો ઈતિહાસ આસાનીથી આવા ઉચ્ચ આદર્શ રજૂ કરી શકતું નથી. તેમણે ઘણી વખત આ દેશની પતન પામતી નૈતિક તાકાતને બેઠી કરી અને સમાજના રોગગ્રસ્ત શરીરને શક્તિ અને સ્વાસ્થ્ય બક્ષ્યાં અને દેશને નૈતિક પતનથી બચાવી લીધો.

પરંતુ ધીમે ધીમે હિન્દુસ્તાની સમાજ વિવિધ પ્રકારના દૂષણોમાં ફસાતો ગયો. તેમાં ભોગ-વિલાસ, સ્વાર્થ અને દગાખોરીના દૂષણો જન્મી

ગયા. જે મુસલમાનો એ એક જમાનામાં હિન્દુસ્તાની સમાજની સુધારણા કરી જવાબદાર ઠરાવી શકાય છે. આંતરિક કલેશ, ગેરવ્યાજબી પક્ષપાત, દગો અને વચનપાલનનો અભાવ બધે જ વ્યાપી ગયા હતા. પરિણામ એ આવ્યું કે દેશનો વહીવટ બગડી ગયો. શહેરોમાં અમન અને માર્ગોમાં સલામતી રહી નહીં. દેશના એક છેડેથી બીજા છેડા સુધી અવ્યવસ્થા ફેલાઈ ગઈ.

પરમેશ્વરને કોઈની સાથે નાતેદારી તો છે નહીં. તે તેની ધરતીનો નાશ અને લોકોની બરબાદી જોઈ શકતો નથી. અહીં આ દેશમાં કોઈની અંદર રાજ્ય વહીવટ ચલાવવાની કાબેલિયત ન હતી. એ વખતે તેણે સાત સમંદર પારથી એક પ્રજાને મોકલી દીધી. તેની અંદર રાજ્ય કરવાની કાબેલિયત હતી અને જીવતા રહેવાનો પ્રકૃતિ પણ હતી. સદાચારની રીતે તો એ ખૂબ પાછળ હતી પણ તેની પાસે જીવનના કેટલાક એવા સિદ્ધાંતો જરૂર હતા કે જેના જોરે તે કોઈ દેશ ઉપર થોડા સમય માટે રાજ કરી શકતી હતી.

આ દેશને પોતાના કબજામાં લીધા પછી આ જાતિએ માર્ગો બાંધ્યા. પોસ્ટઓફિસો, તારઓફિસો અને હોસ્પિટલો ખોલી. રેલવે ચલાવી પોલીસની સુંદર વ્યવસ્થા ઉભી કરી. સરકારી કામકાજ બરાબર રીતે ચલાવવા માટે વ્યવસ્થા ઉભી કરી. આ બધું કર્યું પણ હિન્દુસ્તાની સમાજને ભારે નુકસાન પહોંચાડ્યું. એના બાકી બચેલા ઉચ્ચ ગુણો, ભારતીય સંસ્કૃતિ અને પ્રાચીન સભ્યતાનો નાશ કરી નાંખ્યો અને એવા નવા નવા દૂષણો પેદા કરી દીધાં કે જે એ સરકારના રાજમાં હોવા જ જોઈએ કે જેને રોમન રાજ્ય પાસેથી "ફૂટ પડાવો અને રાજ કરો"ના સિદ્ધાંત વારસામાં મળેલો હતો. એક જાતિની બીજી જાતિ સાથે દુશ્મની, વહીવટી ચાલાકી, પોતાના નજીવા ફાયદા માટે બીજાનું મોટામાં મોટું નુકસાન કરી નાખવું. આંતરિક કાવત્રા પરવા કર્યા વિના પોતાના માટે કે પોતાના ધર્મના લોકો માટે અથવા પોતાની જ્ઞાતિના લોકો માટે કે પોતાના મિત્રો અને સગાસંબંધીઓ માટે ગેરવ્યાજબીને વ્યાજબી ઠરાવવું, આ એવા પાઠ હતા કે જે હિન્દુસ્તાની કર્મચારીઓ અને નોકરીમાં જોડાયેલા લોકોએ અંગ્રેજી રાજ્યકાળમાં શીખ્યા.

અંગ્રેજોના એક સો વરસના રાજ્ય દરમ્યાન હિન્દુસ્તાનીઓ જે કારીગરીમાં પાવરધા બન્યા તે કોઈ ઉદ્દેશ્ય કે લાભ ખાતર વહીવટી અને કાનૂની કાબેલિયતનો ઉપયોગ કરવો તથા મહીનાઓ જ નહીં બલ્કે વરસો સુધી ધીમે-ધીમે કાનૂની રીતે પોતાના ઉદ્દેશ્યો પ્રાપ્ત કરવાનો હતો.

ઈર્ષ્યા, દ્વેષ અને પક્ષપાતની આગ કે જે વહીવટમાં અને શિક્ષણ સંસ્થાઓમાં અંદરખાને પોતાનું કામ કરી રહી હતી. તેણે હિન્દુ અને મુસલમાન અધિકારીઓ તથા હાથ નીચેના કર્મચારીઓના દિલોમાં પરસ્પર નફરત અને અદાવતના એવા બીજ વાવ્યાં કે છેવટે એકબીજાની સાથે રહેવું મુશ્કેલ બની ગયું. આમ જે માનસિક કુપમંડુકતા પેદા થઈ એ જ એ ઘટનાઓ માટે જવાબદાર છે કે જે આ અભાગા દેશમાં થોડી સમય પહેલાં ઘટી છે. એની અંદર ન તો સંસ્કૃતિ અને સભ્યતાનો હાથ હતો. ન તો ભાષા અને રીતરિવાજોનો ભેદ જ એમાં પ્રભાવી હતો. જે લોકો સંસ્કૃતિ અને સભ્યતાના ભેદને આ જંગલી ઝઘડાઓ માટે જવાબદાર ઠરાવે છે તેઓ મૂળ હકીકતની અવગણના કરે છે અને જાણી જોઈને ખોટી વાત મોઢેથી બોલે છે. ભાષા અને સાહિત્ય, સભ્યતા અને સંસ્કૃતિના ભેદ આ દેશમાં કાયમથી ચાલ્યા આવે છે પરંતુ અંગ્રેજી રાજ તથા તેનો શિક્ષણ સંસ્થાઓ દ્વારા એ દુશ્મની અને ફાટફૂટ ક્યારેય પેદા થયાં ન હતાં જે ગુમડું બનીને ૧૯૪૭માં ફાટી નીકળ્યાં.

વીસમી સદીના આરંભમાં વિદેશ રાજના નુકસાન અને યાતનાઓ સંપૂર્ણ રીતે લોકોની સામે આવી ગઈ. પરંતુ શરીરને લગતી તકલીફોનો અનુભવ વધારે કરવામાં આવ્યો અને આચરણને લગતી ખરાબીઓનો અનુભવ ઓછો કરવામાં આવ્યો. હિન્દુ-મુસલમાનના મેળાપીપણા સાથે સ્વતંત્રતાની લડાઈ શરૂ થઈ ગઈ. એ વખતે આ દેશની સામાજિક અને નૈતિક હાલત ઘણી નીચે જતી રહી હતી. લોકોએ આચરણની ખૂબીઓને ભુલાવી દીધી હતી. પોતાનો હિત અને પોતાનો લાભ લોકોના દિલોમાં અને મગજમાં વ્યાપેલા હતા. અંગ્રેજોની રાજનીતી અને અંગ્રેજી તાલીમ, ઉધઈની જેમ સમાજના હરિયાળા વૃક્ષને ખાઈ ગઈ હતી. એ વાતની જરૂર હતી કે દેશના આચરણને ઉંચે લઈ જવામાં આવે અને લોકોમાં

માનવતા અને નાગરિકતાની ભાવના તથા વિચારો પેદા કરવામાં આવત. આના માટે શેરીએ શેરીએ, ગામડેગામ, શહેરેશહેર બધે જ સમિતિઓ બનાવવામાં આવત, સભાઓ પંચાયતો અને શાળાઓ ખોલવામાં આવતી. ઘરેઘર આનો ઉપદેશ પહોંચાડવામાં આવતી. લાખ્ખોની સંખ્યામાં પુસ્તકો અને પત્રિકાઓ પ્રસિદ્ધ કરવામાં આવતી. ટૂંકમાં, આઝાદીની ભાવના જન્માવવા માટે આચરણ જાળવવાની અને માનવતા પેદા કરવાની જરૂર હતી.

પરંતુ અંગ્રેજોની હાજરી અને એમના રાજકીય કાવાદાવા કે જે હંમેશા આચરણ અને માનવતાની ઉપેક્ષા કરતા રહેતા હતા. તેણે આપણા આચરણ અને માનવતાની ઉપેક્ષા કરતા રહેતા હતા. તેણે આપણા નેતાઓને એ માટે તક જ ન આપી કે તેઓ સમાજનું આચરણ સુધારી શકે. નિઃશંક આપણા આગેવાનોનું આચરણ સ્તર ઉંચું રહ્યું પરંતુ ગાંધીજી સિવાય અન્યોએ લોકોના આચરણને ઉંચું લઈ જવાની તરફ બહુ ઓછું ધ્યાન આપ્યું. સમયે સમયે ઉભી થતી રાજકારણની જટિલ સમસ્યાઓએ ખુદ ગાંધીજીને પણ આ તરફ પૂરો સમય આપવાની તક આપી નહીં.

સાચું તો એ છે કે સમાજ સુધારણા અને નિર્માણ તો પયગમ્બરો અને ઋષિઓનું કામ છે. તેઓ એમનો પૂરેપૂરો સમય તથા ઈશ્વરદત્ત તમામ શક્તિઓ આ જ કામ પાછળ લગાવી દે છે. તેઓ સમાજ પાસેથી ચમત્કારી આશાઓ રાખતાં નથી અને તેની ઉપર એટલો ભાર નાખતાં નથી કે જે તેઓ ઉઠાવી ન શકે. તેઓ પહેલાં ઈમાન અને વિશ્વાસ પેદા કરે છે. પછી તેના આચાર-વિચારની સુધારણા કરે છે, પોતાના મન અને પોતાના લાભોની વિરૂદ્ધ કામ કરવાની શક્તિ પેદા કરે છે. જેવી રીતે નિરોગી ફળાઉ વૃક્ષોમાંથી ફળ પેદા થાય છે અને જેવી રીતે આગની સાથે ગરમી અને સૂરજની સાથ પ્રકાશનું હોવું આવશ્યક છે. તેવી જ રીતે કર્મોના ફળ હોય છે. મનુષ્યની પ્રકૃતિો હંમેશા આ જ માર્ગ રહ્યો છે અને રહેશે.

૧૯૪૭માં જ્યારે આ દેશને આઝાદી મળી ત્યારે નીચે જતા રહેલા આચરણ, માનવતાનો અભાવ, વ્યક્તિગત અને જાતિ આધારિત

પક્ષપાતે લોકોને એવા ગાંડા કરી દીધાં કે મનુષ્ય જ મનુષ્ય માટે, સિંહ, વરૂ અને સાપ-વીંછી જેવા બની ગયાં અને તેમણે એવા જંગલિયાત ભર્યા કામ કર્યા કે જેનાથી રાક્ષસ પણ માથું ઝુકાવી લે અને કાનો ઉપર હાથ મૂકી દે. અસહાય મહિલાઓની ઈજ્જત લેવામાં આવી, ધાવણા બાળકોને બંદૂકોની અને ભાલાની અણીઓ ખોસીને મારી નાંખવામાં આવ્યા. મુસાફરોને ચાલતી રેલગાડીમાંથી ફેંકી દેવામાં આવ્યાં. કૂવાઓમાં ઝેર નાંખવામાં આવ્યું. સળગતી ચિતાઓમાં જીવતા ઈન્સાનોને બેસાડીને બાળી મૂકવામાં આવ્યાં, એક એવો દેશ કે જેનું આચરણ આટલી હદે નીચું જતું રહ્યું હોય, જેના રહેવાસીઓ મોટાભાગે માનવતાથી આટલી હદે નીચે પહોંચી ગયા હોય. એ દેશનો સામાજિક અને નૈતિક સુધારણાથી મોટી બીજા કયા કામને મહત્ત્વ આપી શકાય ?

પછી જ્યારે આ દેશના બંને ભાગોને રાજ મળી ગયું તો અધૂરી તાલીમ અને અંગ્રેજોએ ઢાળેલા આચરણે અહીં પણ દેખા દીધી. લાંચરૂશ્વત અને સામાજિક લૂંટફાટ સામાન્ય બની ગયા. અંકુશ ન હતું એટલે ભાવો એટલા વધી ગયાં કે ગરીબો માટે જીવન જીવવું મુશ્કેલ બની ગયું. અંકુશ આવ્યું તો કાળાબજાર અને બેફામ નફાખોરીએ માથું ઉંચક્યું. એક તરફ ફુગાવાએ દેશની આર્થિક દશા બગાડી મૂકી તો બીજી તરફ વધતી જતી ગરીબીએ લોકોને મુશ્કેલીમાં નાંખી દીધાં. આ ગરીબોને દેશની આઝાદી અને પોતાની સરકારનો આજ સુધી લાભ મળ્યો નથી.

આવી સ્થિતિમાં દેશની સૌથી મોટી જરૂરત નૈતિક અને સામાજિક સુધારણાની તથા લોકોમાં જવાબદારીની ભાવના જન્માવવાની હોય છે. બધા જ આગેવાનો અને દેશનું હિત ચાહનારાઓને સૌ પ્રથમ આ જ સમસ્યાને ઉકેલવી જોઈએ. અત્યારે આ વિષયને બાજુએ રાખીને બીજી બાબતોમાં પડી જવું તથા ધારી લીધેલા કોઈ કારણને દેશની બુરાઈઓનું અસલ કારણ ગણવું એ ભારે ભૂલ ગણાશે કે જેને દેશનો ઈતિહાસકાર ક્યારેય માફ નહીં કરે. જે દેશમાં માનવજીવનની મુખ્ય વાતોના પ્રચારની આવશ્યકતા હોય અને લોકોને એ બતાવવું હોય કે સદાચારનું શું મહત્ત્વ છે, જ્યાં વધી ગયેલી લાંચરૂશ્વત, કાળા બજારનો ફેલાવો તેમજ હદથી

વધુ નફો લઈ નફાખોરીના લીધે લોકોના જીવ જોખમમાં મૂકાયાં હોય, જયાં નૈતિક અને કાનૂની ગુનાખોરી વધી રહી હોય ત્યાં. આ તમામ ચોંકાવનારી વાતો તરફથી આંખો બંધ કરીને માત્ર એક સભ્યતા અને એક ભાષાનું રટણ કર્યા કરવું તેમજ આને જ બધા રોગોનો ઈલાજ સમજવો અને એની જ ઉપર બધી તાકાત લગાવી દેવી એ ન તો કોઈ અક્કલમંદી છે ન તો દેશની સાથે ન્યાય.

## હિન્દુસ્તાની સમાજની મુશ્કેલી

અત્યારે હિન્દુસ્તાની સમાજ મુશ્કેલીમાં છે. તેને એ ઉધઈ લાગી ગઈ છે કે જે અંદરથી જ તેને પોકળ બનાવી દેશે. પછી એ રાજ્યને પણ મુશ્કેલીમાં જ સમજો કે જ્યારે કોઈ સમાજ બહારથી દેવાળું કાઢનાર અને અંદર પોકળ થઈ જાય, ત્યારે તેને ન તો કોઈ સરકાર બચાવી શકે છે ન તો કોઈ લોકશાહી વ્યવસ્થા દ્વારા જ તેનું રક્ષણ કરી શકાય છે, તથા ન તો એક ભાષા અને એક સભ્યતા દ્વારા જ તેનું રક્ષણ થઈ શકે છે. જ્યારે રોમન સામ્રાજ્યનો નાશ થયો છે ત્યારે તેમના સમસ્ત સામ્રાજ્યમાં એક જ કલ્ચર હતું તથા એક જ ભાષા હતી.

આ જ હાલ ઈરાન અને અબ્બાસી ખિલાફત તથા ખ્વાર્ઝમશાહી રાજ્યના સમયમાં હતી. પરંતુ આમાંથી કોઈ વસ્તુ એમનું રક્ષણ કરી ન શક્યું.

શ્રી માવલંકરે આ આફતને નજર સમક્ષ રાખીને સૂરતમાં એક જનસભાને ઉદ્દેશતાં કહ્યું હતું કે "આપણે આચરણની રૂપરેખા બનાવવી જોઈએ, જે આપણે આ કામ નહીં કરી શકીએ તો હિન્દુસ્તાનનો વર્તમાન સમાજ મોડું કે વહેલું ખતમ થઈ જશે અને આપણે પણ તેની સાથે નાશ પામીશું." આપણે સત્યને દરેક વસ્તુનો આધાર બનાવવો જોઈએ. ભારત સરકારના શિક્ષણ મંત્રાલયના સલાહકાર ડૉ. તારાચંદે પણ આ જ સચ્ચાઈ તરફ ધ્યાન દોર્યું અને કહ્યું કે, "લોકોનું રાજ્ય ત્યારે જ વિકાસ પામી શકે કે જ્યારે સમાજનો દરેક માણસ સારા ગુણો ધરાવતો હોય."

ભારતના તત્કાલીન વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂ એ ૧૯ ડિસેમ્બર ૧૯૪૮ના દિવસે જયપુર કોંગ્રેસની વિષય નિર્ધારણ સમિતિમાં પણ ખૂબ જ સુંદર રીતે અને હિંમતપૂર્વક આ જ સમસ્યાની તરફ ધ્યાન દોર્યું હતું તેમણે કહ્યું.

"આ ખૂબ જ અફસોસજનક વાત છે કે ઘણા લોકો મૂળ અને મૌલિક વાતોને છોડીને સામાન્ય બાબતોમાં પડી ગયાં છે જેનો કોઈ ખાસ પ્રભાવ આપણા દેશના જીવન ઉપર પડતો નથી."

....મને કોઈ બાહ્ય શક્તિનો જરાપણ ડર નથી, મને જો ડર હોય તો તે આપણા જ એ લોકોથી છે કે જે પોતાના સંકુચિતતાના લીધે દેશની કમજોરીનું કારણ બની રહ્યા છે."

## હમારા મહાન હિન્દુસ્તાન

હિન્દુસ્તાનના આ મહાન રૂપનું રક્ષણ કરવાનો અને નવી સરકારને કાયમી રીતે સ્થાપવાનો તેમજ દેશની ભલાઈ તથા તેના પ્રેમનો એ તકાદો છે કે આપણે અહીંના સામાજિક અને નૈતિક સુધારણાનો કામગીરી વિષે એક સત્યનિષ્ઠ વ્યક્તિની જેમ નિષ્પક્ષ ભાવના સાથે વિચારીએ. આવડા વિશાળ સમાજ અને આવા વિશાળ દેશ કે જેની ઉપર આજે જગતભરના લોકો મીટ માંડી રહ્યાં છે અને જે એશિયાનું નેતૃત્વ કરવાનો હક્કદાર છે, જે જગતની અન્ય પ્રજાઓ વચ્ચે લવાદ બનીને રહી શકે છે. જે ઘણા દેશોનો પેટ ભરીને પણ પોતાનું પેટ ભરી શકે છે, જે લાયકાત ધરાવતી વ્યક્તિઓ અને ધન-દોલતનો ભંડાર છે, એ દેશ જો નાની-નાની વાતો અને નીચી કક્ષાના પક્ષપાતના લીધે નાશ પામશે તો આનાથી મોટી આફત દુનિયા માટે બીજી કઈ હોઈ શકે ?

વર્તમાન નૈતિક નબળાઈઓ તથા સામાજિક બુરાઈઓ ત્યાં સુધી દૂર થઈ શકે તેમ નથી કે જ્યાં સુધી સમાજનું આંતરિક પરિવર્તન ન થાય. જ્યાં સુધી આચરણમાં સુધારો નહીં આવે ત્યાં સુધી લોકો એ મુસીબતોથી છુટકારો પામી શકશે નહીં. જે અનૈતિકતાઓ અને સામાજિક નબળાઈઓની

ઉપજ છે. આ બુરાઈઓ ન તો કાયદાથી દૂર કરી શકાય તેમ છે ન તો પોલીસ અને અદાલતો દ્વારા, ન તો નવા નવા કમિશનો એમના દ્વારા બંધ કરી શકે છે. ન તો સુધારણા સમિતિઓ એમને આગળ વધતાં અટકાવી શકે છે. કોઈ પણ એવા માણસને સચ્ચાઈ અને કાયદાના અવરોધ દ્વારા અટકાવી શકાય નહીં. કે જેના દિલમાં અપ્રામાણિકતા ભરેલી હોય અને જે સરકારના કાયદા અને તેના જેટલી જ શક્તિઓ ધરાવતા લોકો કરતાં ઉંચે એક મહાનતમ અને ઉચ્ચતર શક્તિ ઉપર વિશ્વાસ અને તેનો ભય ન ધરાવતો હોય. શિક્ષણ ગમે તેટલું ઉંચું હોય પણ જો સચ્ચાઈ અને ઈમાનદારીથી ખાલી હોય તો તે એવું જ છે જેમકે ઉદ્યોગ-ધંધો અને વેપાર. એની કોઈ અસર આચાર-વિચાર ઉપર પડી શકતી નથી. લાંચ-રૂશ્વત, કાળાબજાર, નફાખોરી, ગેરકાયદેસર પક્ષપાત, છેતરપીંડી અને ચાલાકી જેવી તમામ બુરાઈઓ મોટાભાગે ભણેલા-ગણેલા લોકોમાં જોવા મળે છે.

કેમ કે યુરોપમાં જીવનવ્યવસ્થા સારી છે તેમજ નાગરિક ભાવના વિકસેલી છે. તેના લીધે યુરોપના સમાજના લોકો નીચલી કક્ષાના નૈતિક પતનની બાબતોથી દૂર રહે અને ઉચ્ચ કક્ષાની નૈતિક બુરાઈઓ અને ફેશનમાં છુપાયેલા દુરાચારોને ઉચિત ઠેરવે છે. તેઓ વ્યક્તિઓના સ્થાને જાતિઓ અને દેશોના મામલાઓમાં અન્યાયો કરે છે. ચૂંટણીઓ જીતવા માટે મોટા મોટા પક્ષો લાંચ આપે છે. જાતિઓને અંદરોઅંદર લડાવીને તથા દેશોનો નાશ કરીને પોતાનો વેપલો ધમધમતો રાખે છે. જો તક મળે તો અણુબોંબ ફેંકયાથી અને આબાદ શહેરોને નષ્ટ-ભ્રષ્ટ કરવાનું પણ ચૂકતા નથી. એમને કોઈ વ્યક્તિ સાથે વાયદો કરીને ફરી જવું ખૂબ ખરાબ લાગે છે. પણ કોમો અને દેશો સાથે મોટી મોટી સંધિઓ કરીને સહેલાઈથી તોડી નાંખે છે. જો આત્માવિહોણું અને અંતઃકરણથી ખાલી શિક્ષણ કોઈ કોમ અને દેશના નૈતિક સ્તરને ઉંચું લાવી શકતું હોય તો અત્યારે યુરોપ અને અમેરિકા જેવા દેશો વ્યક્તિગત તેમજ સામાજિક સદાચરણની બાબતમાં આદર્શ ગણતા હતા.

આંતરિક પરિવર્તન લાવવા માટે જગતના સમગ્ર ઈતિહાસમાં 'ઈમાન' એટલે કે 'વિશ્વાસ'થી ચઢિયાતી કોઈ બીજી તાકાત નહી મળે.

જ્યાં સુધી આમ જનતાનો પરમેશ્વરમાં દૃઢ વિશ્વાસ નહીં હોય અને જ્યાં સુધી પરમેશ્વરનો ડર તથા તેની પૂછતાછ તથા કર્મોના ફળનો ભય નહીં હોય ત્યાં સુધી સદાચારણ અને માનવતા જન્મી શકશે નહીં.

આ ઈમાને અને આ દૃઢ વિશ્વાસે માનસિક તથા નૈતિક પરિવર્તન અને જીવન પરિવર્તનના એવા અદ્‌ભુત ઉદાહરણ આપેલાં છે કે જેના ઉદાહરણ સમગ્ર માનવ ઈતિહાસમાં જોવા મળતા નથી. આ જ એ શક્તિ હતી કે જેણે છઠ્ઠી સદીમાં આરબો જેવી કટ્ટર અને જક્કી કોમની જોત જોતામાં કાયાપલટ કરી નાંખી. એમની સદીઓથી ચાલી આવતી બુરી આદતો છોડાવી દીધી. પાશ્વીપણા અને દાનવતાના એ નીચા સ્થાનેથી કે જેમાં તેઓ પોતાના હાથે પોતાની માસૂમ બાળાઓને જીવતી દાટી દેતા હતા. ત્યાંથી ઉઠાવીને માવનતાના એ ઉચ્ચ સ્થાને પહોંચાડી દીધાં કે તેઓ અનાથી બાળાઓનું ભરણપોષણ કરવામાં એકબીજાથી આગળ વધી જવા માંગતા હતા. આચરણની આ જ એ ઉત્કૃષ્ટતા હતી કે એક ગુનેગાર બાઈ પયગમ્બર (સ.અ.વ.)ની અદાલતમાં આવીને પોતાના પાપનો એકરાર કરે છે અને પછી જ્યારે તેના કોઈ જામીન કે મુચરકા વિના પાછી મોકલી આપવામાં આવે છે ત્યારે તે પોતાના પાપના બાળકને ગોદમાં લઈને આવે છે અને દંડ માટે એવી રીતે માંગણી કરે છે કે જેણે કોઈ મુક્તિ માટે અને છુટકારો પામવા માટે ઈચ્છા કરતું હોય. તેને ફરીથી પાછી મોકલી દેવામાં આવે છે કે બાળકને ધાવણ છોડી દે અને ખોરાક લેવા માંડે. દિલની અંદર રહેલો ખટકો એને ફરીથી અદાલતમાં લાવીને ઉભો કરી દે છે અને એના મોઢે બેલાવડાવે છે કે, 'હે રસુલુલ્લાહ (હે ઈશ્વરના સંદેશદાતા) મને દંડ આપો કે જેથી હું મારા પાપનું પ્રાયશ્ચિત થઈ જાય. હું ઈશ્વરના દંડની હિંમત ધરાવતી નથી.' આ જ એ તાકાત હતી કે ઈરાનના યુદ્ધમાં એક ગરીબ મુસલમાન સૈનિક લાખો રૂપિયાના હીરા-ઝવેરાતના જડાઉ ઘરેણાં ખમીસના પાલવમાં છુપાવીને લાવે છે અને અધિકારીને હવાલે મૂકી દે છે કે આ ખુદાનો પૈસો છે. જ્યારે તેને તેનું નામ પૂછવામાં આવે છે તો તે તેનું નામ બતાવતો નથી અને કહે છે કે 'મને નામ અને નામનાની જરૂરત નથી. જેની પ્રસન્નતા ખાતર મેં આ કર્યું છે તે મારૂં

નામ જાણે છે.' આ જ શક્તિ હતી કે જયારે મદીનાના મુસલમાનોએ શરાબના જામ મોઢે માંડેલા હતાં ત્યાં અચાનક કાનમાં અવાજ આવ્યો કે 'શરાબ હરામ થઈ ગયું છે' આ હુકમ સાંભળતાં જ જામ તરત જ મોઢેથી દુર હટાવી લેવામાં આવે છે. મોઢામાં રહેલો શરાબ થૂંકી દેવામાં આવે છે. માટલાં અને વાસણો ફોડી નાંખવામાં આવે છે અને મદીનાની ગલીઓ અને શેરીઓમાં શરાબ રેલાતો દેખાય છે.

આની સરખામણીમાં અમેરિકા જેનો સભ્ય અને સંગઠિત તેમજ વિકસિત દેશ કરોડો રૂપિયા ખર્ચ કરીને અને અબજો પત્રિકાઓ છાપીને પણ અમેરિકન સમાજને શરાબ છોડવા માટે તૈયાર ન કરી શક્યો. બલ્કે તેણે આના વિષે જેટલો પ્રચાર કર્યો. લોકોમાં શરાબનો શોખ એટલો જ વધતો ગયો. છેવટે તેને રોકવા માટેનો જે કાનૂન બનાવવામાં આવ્યો હતો તેને રદ કરી દેવામાં આવ્યો. આપણો દેશ પણ પોતાના તમામ સાધનો અને ઉપાયોને કામે લગાડ્યા પછી લાંચ-રૂશ્વત અને કાળાબજારને હજી સુધી અટકાવી શકયો નથી. હવે એ સમય આવી ગયો છે કે એક નિષ્ફળ ઉપાયને વારંવાર અજમાવ્યા વિના તેમજ સમાજને વધુ બગડવાનો અવસર આપ્યા વિના એ સફળ રસ્તો અપનાવવામાં આવે તથા ધર્મની આ શક્તિની મદદ લેવામાં સંકોચ અને શરમ ન આવે. આપણા નેતાઓ અને દેશનું સંચાલન કરનારા મહાનુભાવોએ આ શક્તિનો દેશના નિર્માણનો આધાર બનાવવો જોઈએ અને પોતાના તમામ સાધનો અને શક્તિઓને એવા ઉપદેશો તથા શિક્ષણના પ્રચાર અર્થે કામે લગાડવા જોઈએ કે જે લોકોમાં ઈશ્વર પ્રત્યેના અતૂટ વિશ્વાસ તથા ભય અને તેની સામેની જવાબદારીની ભાવના પેદા કરે. આ દેશની ભલાઈ અને પ્રગતિ તથા હિન્દુસ્તાની સમાજની સુરક્ષા અને નેકનામી માટે આ કામ એ વાતો કરતાં હજાર ગણુ મહત્ત્વ ધરાવે છે કે કોઈ પ્રાચીન ભાષા અથવા સાહિત્ય અથવા નૃત્યકળા અથવા ગાયનવિદ્યાને પુનઃજીવિત કરવામાં આવે અને નવા નવા ખાતાઓ ખોલવામાં આવે તેમજ પશ્ચિમી દેશો સાથે ખભેખભા મિલાવીને ચાલવામાં આવે. વિદેશી સરકાર હોવાના લીધે અને રાજકારણમાં વ્યસ્ત રહેવાને લીધે આપણે પ્રેસજગત અને આપણા નેતાગણ નૈતિક અને સામાજિક

સુધારણાની તરફ ધ્યાન આપી શકયા નહીં. એટલા માટે આપણા જીવનમાં ઘણી ખામીઓ પેદા થઈ ગઈ. પરંતુ હવે જયારે આપણી ઉપર હિન્દુસ્તાની સમાજની સુધારણાનો તથા દેશનું રક્ષણ કરવાની જવાબદારી આવી પડી છે કે તેમજ આ માર્ગમાં હવે કોઈ રાજકીય અડચણ પણ રહી નથી ત્યારે આપણું અખબારી જગત, રેડીયો અને રાષ્ટ્રીય નેતાગણે આની તરફ પૂરું ધ્યાન આપવું જોઈએ.

જો આપણે દેશની પ્રગતિ અને સંગઠન સાથે સમાજની નૈતિક પ્રગતિના કામને જોડી દઈએ અને તેને નવી જિંદગીનો આધાર બનાવી લઈએ તો એ જગતના ઈતિહાસમાં એવો ભવ્ય પ્રયોગ બનશે કે જે કેવળ એશિયાના સ્વતંત્ર દેશો જ નહીં પણ યુરોપ અને અમેરિકા પણ આપણા દેશ અને આપણા સમાજનું અનુસરણ કરશે અને જો આપણે અમેરિકા અને યુરોપના પગલે પગલે ચાલવામાં જ સંતોષ માની લઈશું તો આપણી હાલત એ ઠોઠ શિષ્ય કરતાં સારી નહીં હોય કે જે પોતાના દિમાગથી વિચારવા અને સમજવા માટે તથા પોતાનો માર્ગ શોધી કાઢવા માટે અશક્ત હોય છે અને આ વાત આપણા મહાન દેશ અને મહાન સમાજ માટે કોઈ રીતે પણ ગૌરવ લેવા જેવી વાત હોઈ શકે નહીં.

